લ્યાં પાળ્યાં વચન, તેહ પુન્યસાગર પેઠા. બોલ્યાં પાળ્યાં વચન. તેહ વીમાને બેઠાં, બોલ્યાં પાળ્યાં વચન, સર્ગે લોકે સધારયા; બોલ્યાં પાળ્યાં વચન, વિશ્વમાં જશ વધારયા. જેને વચનજ પાળીયાં, પાર કરી પામ્યા થાપના શામળ વચન વાચા ગઇ, બોળ્યા બોતેર બાપના.

છપો—એક તાત એક કિરતાર, જેહ શિર ઇશ્વર કહાવે; બીજો તાત ગુરૂદેવ, વિદ્યા જેહ ભણાવે; ત્રિજો તાત ઉપદેશ, નરક થકી તે મુકાવે; ચેથો તાત સદ મિત્ર ખોટ હાકમની ચુકાવે. પાંચમો તાત જેણે જણ્યાં, છઠો તાત શુભ વાતનો; શામળ કહે દાતા અન્નનો, શુભ તાત આ સાતમો.

છપો.

ગળ્યામાં ગળ્યું દુધ, દુધથી ગોળજ ગળીયો ગળી ગોળથી ખાંડ, ખાંડથી મધમાં ભળીયો; મધથી ગળી સાકર, સાકરથી ગળી શેરડીયો; સેરડીથી સહકાર, સહકારથી કંદળી કંદળિયો; એક એકથી મિઠાશ છે, જે જે જેવું પ્રીત મળી શામળભટ સત્ય કહે, ગરજ સાકરથી છે ગળી.

છપો.

અંધે આંખે અંધ, અંધો જારી જનારો; અંધો ગરજવંત, અંધો ભુંડુ ભણનારો. અંધો ચોરનુ ચિત, અંધો જે અનનો ભુખ્યો. અંધો મુરખ માન, અંધો જે દારૂણ દુખ્યો; અંધા એવા અનેક છે, કાં નરને કાં નારીઓ; શામળ કહે કામી આંધળો, જે રમે જુવ

તી શું જાણીઓ.

છપા—કામિ ન જુવે જાત, કામિતો જરા નવ જાણે; કામી ભુંડી ભાત. કામિ મન ભય નવ આણે; કામ ન જુવે રૂપ. કામી અવગુણ નવ દખે; કામી ન ડરે ભુપ, કામી અવગુણ નલેખે; અનેક વ્યસન અવની વિશે, ગુણ ગમાવા કેગ ગણુ; પર નારી સંગ પ્રચંડ દુખ, શામળભટ સચુ ભણે.

છપા.

ધનથી ધારે ધર્મ; કર્મ કુંડા ધન માટે; ધન માટે મુકે શરમ, ધન વેરાવે વાટે. ધન થકી પરનાર, વશ રતે ચિત ચુકે. ધન કાજ ધર્મવંત. માન મરજાદા મુકે; ધન કારણ સહુ ધંધો કરે, દુખ સહે છે દેહને: શામળ કહે સ્નેહ થકી, નરનારીના નેહને; ચળે ચીતની નુ ચીત, લક્ષ્મી દખીને લેહેરી; પુરૂષ તણે પરતાપ; દેખતે મોહે મેરી; રિઝે રૂપ દખંત, રિઝે માને તાને; રિઝે રાજસ રીત; માનની રીઝે માને; ગુણ અવગુણ ગણે નહી; ન ગણે પરાક્રમ પંડિતા; શામળ કહે નહી શાણપણ; રિઝ દેખી રીઝે રંડીતા; નાર વાહાલો નહી સુર, વાહાલા નહી વિદ્યાવંતો; ભાવે નહી મન ભગત, સારો નવ લાગે સુતો. સચા સાથ નહી સ્નેહ ઊંચ સાથે નહી ઓપે; રૂડા સાથે નહી રીઝ, કુળવંતાશુ કોપે; મન માને પોતા તણું, કાળો કપટી કુડલો. શામળ કહે સ્નેહ તે ધરે, રામાને મન જે રૂડલો.

છપા

પરનારીશું નેહ, તેહ વાલાશુ વઢીયો; પર નારીશુ ને હ, તેહ નર શુળી ચડીયો; પરનારીશું નેહ, જર જશાજે ણ ખોયા, પરનારીશું મીત, મુખ ઢાંકીને રોયા; પરનારી સાથે પ્રીતડી, સુખે કોઇ સુતો નથી; શામળ કહે સ્નેહપ રનારનો, કોડ વિઘન કહુંછુ કથી. કાલ ચદ્રનો કોપ, બા રમો રાહ તે કહીએ; પનોતી લોહને પાય, હોડથી બેઠી કુ હયે; છઠે અઠમો ચદ્ર, કેદ્ર સ્થાનકમાં કેતુ; સાતમે મં ગળ સોય, જન્મ મ ત્યુ પાય જેનુ, નવગ્રહ નક્ષત્ર સાં કા જહાં, જન્મ જન્મ ઘટમાં છતડી. શામળ ભટ સાચુ ભણે પરનારી શું પ્રીતડી.

છપા—નારી ચરીત્ર જેહ, વેચ્યે સસરાને સુતો; નારી ચરીત્ર જેહ ભરથાર ભમાવે ભુંડા. નારી ચરીત્ર જેહ હાકમને હોડ હરાવે; નારી ચરીત્ર જેહ; કામ મન ચિ તવ્યાં કાવે; નાર ચરિત્ર નિશંક છે, ડુંગર બાધા ડોલા વે; શામળકહે નારય ચરિત્રમાં નિરધીણ અગ્ની ઓળવે.

છપા

અધર્મ કર્મ અતી આપ, પાપ પુરણ કરનારો, છળ છદ્ર ભેદે છાપ, હોડ કરી સુખ હરનારો. કુડ કપટ ચિ ત ચપટ, નફટ નમેરા નેટે. રદે કઠાણ ચિત ચોર, પ્રપં ચી પેખાણ પેટે; છેક છોછી ઓછી અકલ, ગુણ વરજી ત ગરવે ભરયો, શામળ કહે અવગુણ અવગુણ સંક્ષે ધા, ત્રિપુરાજ તુજ નામે તરયો. હોમ હવન કે જગન લગન લાલચનો લોભી; નહિ શિવ શેવા સદન, નદન

સજ્જન સનમાન, જરે જશવંત કહાવે; જરથી પામે જોખ; સલી શુભ કુળની આવે; જન્નુજ જગતમાંજે ૨ છે; દુરિજન જરે નમે સહુ શામળ કહે જર જોર થી, બાપો એમ કહે બહુ, જર માતાને તાત; જાતજે જરથી જાણો, ડહાપણ પણ છે દાન, દાન રાજાને રાણો. સગાં સહોદર સર્વ, દ્રવ્ય વણ જે વેગારી. રંગને રૂપ અનુપ, દ્રવ્ય તે કારજ ધારી; સહુ જગત વરેચુકે જર થકી, ગરથ માંહી ગુણ બહુ ગણું, શામળ કહે સ્વરગે સંચરે; જોર હોય જો જર તણું: બીમ ભણે છે વેદ. જઈ જરને તે જાચે; માગકને વળી સિદ્ધ, રૂદેજ રથી તે રાચે; શુર બાંધે શસ્ત્ર, જરથકી તે કર જોડે; આતમીને અહંકારી, હોય જર આગળ જોડે; ગાગી નામીને મહીપતિ, જરને વશ વરતી રહે; શામળ કહે છે સંસાર સહુ, દમડાને ડહયો કહે; જરથી પામે જોખ; જરે ઇંદ્રાસન આણે; જરથી જગ જીતાય, જરથકી સાટમ માણે; જરથી લાખ કરોડ, હોડ હુંઠીલા હોરે. જરથી રાજ્ય થપાય. જરે ઝઝાને મારે; એમ જગત વશ છે જર તણે, ચિંત્વે તવા ગુણ ગણે; જગદીશ ઇશ વશ જર તણે, શામળભટ સાચુ ભણે; ઘણા જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રેહેછે; ઘણા જેહ ઘર ગરથ. કુલીન પણ તેને કેહ છે; ઘણા જેહ ઘર ગરથ, રહે વશ તેને રાજા. ઘણા જેહ ઘર ગરથ. સુજસ બોલે જન ઝાઝા, જર તો છે જીવનથી અધીક, બુદ્ધી નિધાન પ્રાક્રમ બહુ. શામળ શેવક શ્રીમંતના, શત પ

કાર શોભાત સહુ જર વિના જે જોખ. શોણ તે તો નહી સાચો. જર વીણ તનમાં પ્રાણ, કહુ કરતુ તે કાચો; જર વિના જે રૂપ. દેહ કુરૂપી કુડો. જર વિણ મંદીર માલ મર્મ રાખે તે ભુંડો, જર વિણ ડાહાપણ છે જેટલુ, તે ઘેલ્લાપણ જાણવું. શામળ કહે સઘળી ચીજ છે, જગમાં જર પરમાણવું. જરથી શોભે સર્વ, વેદના જરથી વાધે. જરથી જીત ન્યાય, જરે મન વંછિત પામે. જરથી સગપણ સાથ, કરે જરથી સહુ કાજે, જર ચડાવે વાથ, જર થકી સરવે લાજે. જર તગણાને મેરૂ કરે, રાજ્ય અપાવે રકને. કવિ શામળ કહે છે જર થકી; પામર લુટે લંકને. ગાઠે જેને ગરથ, ભલી તે વીદ્યા ભણીયો. ગાંઠે જેને ગરથ, રહે નહી કોઇના રણીયો. ગાંઠે જેને ગરથ, તેજ પડીત છે પુરો, ગાંઠે જેને ગરથ. તેજ છે સામદ સુરો. વળી ગાઠે જેને ગરથ છે, પર ક્રમી પરમાણવે; શામળ કહે છે સંસારમાં, જર વિણ મુરખ જાણવો. જર છે સહુનો જીવ, જરે લે માહ્ય સુખ માણી; કરે પરાણે પ્રીત, રક રાજાને રાણી. જર વશ બધુ જગત. જરે જુવતી વશ થાય; જર આગળ કરજોડી, રહે મોટા રૂષી રાય જર જંગલમાં મંગળ કરે, જુગતી સરવે જોગવે; શામળ કહે ધનથી ધનપતી, ભારે સુખ તે ભોગવે. ડહાપણ દમડામાંહી, રહે દમડામાં યારી. દમડામાંહી રૂપ, ભેદ દમડામાં ભારી. જો દમડામાં જોર, રહે વશ થઇને રાજા; દમડે ઉંચ અધિકાર. ગુણ દમડામાં ઝાઝા. દમડો મોંઘો દાનને, વણુ મકે

કે સહુ વામણાં; શામળ કહે છે દમડા તણા. ભાત ભાત લેઉ ભામણાં. જર દેખી જશવંત, ગુણને જ્ઞાન ગમાવે ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે. સોનુ દેખી શ્રીમંત, કપટનુ કામ કરે છે; ગરથ દેખી ગુણવંત, હે તથી હાથ ધરે છે, રાજાની કે શું રાંકની, નિર્મળ કુળ ની નારીયો; શામળ કહે સત્ય જાણજો, જર દેખી ક રે જારીયો. શુર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે; નાચે છે નૃત્યવંત; ગીત ગુણીજન થઇ ગાયે; વિધાવંત વીદેશ, જાચવા કારણ જાએ; મજુર વહે શીર ભાર, કષ્ટ કાસદ સહે કાયે, જે જે ઉપાય અન્ય ચજે, બુદ્ધી બ ળાટે બારણે; શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે. જર પાખી જગ માંહી, મોજ એકે શી માણે; જર પાખી જગમાંહી, આપ અકલ શી આણે. જર પાખી જગમાંહી, સ્વાદ એકે નવ સુજે; જર પાખી જ ગમાંહી. બડાઇ કરી ન બુઝે, જર પાખી તો જખ મા રતા, ફેરે બાજુ બુઝે બહુ, શામળ કહે જર જોરમાં, શુ ભ મતો સુજે સહુ. દમડા પાખી દરીદ્ર. કુલીન તે ઠીકર કહવે; રોકડાના તે રંક, પ્રતિષ્ટા માન ગમાવે. વિધા અને વિવેક, દામ આગળ સહુ કુદ્યા. જે જે કરવા જાય ભરમથી સરવે ભુદયા જે શુર પુર શાણા ઘણા, વપુ વરણા ગી વાંકડા; શામળ કહે સહુ સંસારમાં, રિદ્ધ વિનાના રાં કડાં. જેને જરનુ જોર; જુલમ ઝાઝો કરી ઝુઝે; જેને જરનુ જોર, બીજાને તે નવ બુઝે. જેને જરનુ જોર, અહંપદ અતીશે આણે; જેને જરનુ જોર, જગત ઉ

જડ તે જાણે. વળી જેને જરનું જોગ છે, છાકયો રહે અમલે અતી; શામળ કહે સદબુદ્ધિ વાણ, રૂડું ન થાય તેથી રતી. એ હાથીનું જોગ, બહુ બે માંહો માંહે રાજે; વાઘ સિંહની પેર, ગરથ ગાંઠે તે ગાજે. ભુખ તડકો કે ટાઢ, નહી જર પાસે જાય; વ્યંતર ભુત કે પ્રેત, કદી ચેટક ન ચડાય, મન મહારાજ શેર સવા તણી, કેફ સદા આવી વસે. શામળ કહે દુખીયા દુઃખ કહે, જર વાળો હઇડે હસે. નિરધન બોલે સત્ય, કહે જરવાળો જુઠી. નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઉઠી; હાહાકરે સહુ લોક, વદે જરવાળો જુઠું; તેની ઉપર સહુ રાજી, તેથી પાપ સહુ રૂડું. ચઉદે વિદ્યાની ચાતુરી, અરથ સાધવા સૌ રહે. કાળ કર્મ ધર્મને શર્મ સહુ, કવિ શામળ જરને કહે.

## વિદ્યા વિશે છપા.

સદવિદ્યા સુવર્ણ, શાણા સદવિદ્યા સત્યે; સદવિદ્યાથી સ્વર્ગ, ભીખ ઉતારણ નિત્યે. સદવિદ્યાથી સિધ્ધી, ફગેવ ચાનો વર પામી; સદવિદ્યાથી રિધ્ધી; જગતમાં સઘળે જાણી. સદવિદ્યાને વશ સર્વ છે, સદવિદ્યા ત્યાં શિરમણી; શામળ કહે સદવિદ્યા વિના, ભટકે ગુણહીણા ઘણા. લક્ષપતિ તો લાખ, દિઠા નિર્ભય અમાણું; જાય રાયનું રાજ્ય, રૂપ પણ રહે ન ટાણું; કુળ પણ હોયે કલંકી, જોર જોતામાં જાયે, જોબન પણ વહી જાય; વંશ નિર્વંશી થાયે. નહિ રાજ ચોર કે અગ્નિ ભય, માગ મુકાવે બહુ થકી. મોટા પુરૂષો મન માનજો, સદવિદ્યા શુભ સહુ થકી. મુકાવે વિદ્યા માગ, પુરાણ જશ વિદ્યા

પામે વિદ્યા શોભે વાન, નૃપતી વિદ્યાને નામે; વિદ્યા માંહે વિવેક, વિમળ વિદ્યાથી વાણી, વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહની જાણી, સદવિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યા થી વડુ નહી કશુ; સદવિદ્યા આગળ ધન કશુ, વિદ્યાહિન જન તે પશુ; પંડિત આગળ મુઢ, હંશ આગળ જેમ બગા; પંડિત આગળ મુઢ, કોકીલા આગળ કગ્ગા. પંડિત આગળ મુઢ, રાય આગળ જામ રાંકા, પંડિત આગળ મુઢ, હીરા આગળ જયમ ટાંકાં. છે પંડિતમા મોક્રમ ઘણાં, પંડિત સહુ શિરમોર છે. શામળ કહે પંડિત આગળે, મુઢ તો ચાકર ચોર છે. મુરખને વાહન, પંડિત આળવાણા ચાલે; મુરખને મોતી હાર, પંડિત ફુલમાળા ઘાલે. મુરખને બહુ માન, પંડિત કહી ગરીબ કહાવે; મુરખને અક્ષપત મોજ, પંડિત ખડ ધાન્યાન્ન પાવે. પણ મુરખ કાચ કથીર છે, દીસંતા તો બલિ હરે; પણ પંડિત રત્ન અમુલ્ય છે, શામળ જો પરિક્ષા કરે, મુરખને નહી માન, મુરખ ઝાઝામાં ઝુરે; દે ન મુરખને દાન, મુરખ મ અકલ અધુરે. મુરખ હલકો હોય, બહુ ગુણવંતો બોલે; મુરખ ન લેખામાંહી. નહી પંડીતને તોલે; જે હંશ મધ્ય બગલાં પડ્યાં, કારણ શું જાણે કશું કવી શામળ કહે સાચુ કહુ, વિદ્યા વિણ તે નર પશુ. પંડીત જાય વિદેશ, તોય જશથી જાણીતો; પંડીત માન્ય પુર; મહિપતીનો માનીતો; પંડીતને પરમાણ, કરે જન સહુ કર જોડે પંડીતને સનમાન, માન અનમો

નાં મોડે. જે આગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કો ટીધા તે લહે, છે વીદ્યા મોટી શિરમાં, શામળ ભટ સાચુ ભણે.

## પેડ ભરવાવિશે છપા

પેટ કરાવે વેડ પેટ વાજાં વજડાવે; પેટ ઉપાડે ભાર પેટ ગુણ સહુના ગાવે. પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરેછે; પેટ કરેછે જાર, પેટનો સત્ય હરે છે વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે; શામળ કહે સાચુ માનજો. પેટ પાપ નરને નડે વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચેને શીખે; વિચરી વળી વિદેશ, ભણેલા થ ઇને ભીખે. વણિક પેટને કાજ, ચાહિને વાહાણ ચડેછે; મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડેછે વળી કરેછે કાશદ કાશદુ. શિર કપાવી તસ્કર મરે; કહે શામળ પેટ ને કારણે. કુઆચાર સઉકો કરે. પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે; પેટ કાજ ગુણ ગાન, ઉચ નીચાને જાચે. પેટ કરે છળ કપટ, પેટ રણમા રખડાવે, પેટ કરે વિ ખવાદ, પેટતો શીશ કટાવે. ચોરી ચાડીને ચાકરી, અ ધરમ સઉ આ પેડના; શામળ કહે સાચુ માનજો, પ્રપં ચ પાપી પેટના. કિયા ધડકાણ ને ધીર, કિયા ગુણહિ ણ ને જ્ઞાતા; કિયા કૃપણને કરણ. કિયા દુબળા ને દાતા, કિયા રંકને રાય. કિયા અકરમી ઇંદ્ર; કિયા પાપી પુ ણ્યવંત, કિયા ચખહિણને ચંદ્ર. વળિ અણ પંડીત કી યા, બેશી પારકે બારણે; શામળ કહે માન ગમાવીયાં, કુડા પેટને કારણે. કિયા દરીદ્રિ દિવાન, કિયા કુરૂપ રૂ

પાગા; કિયા જુધીષ્ટર જોર. કિયા ભિક્ષુક ભુપાળા કિયા બુદ્ધિ બળવંત, કિયા ગધાને કીયા ઘોડા; કિયા કપુત સપુત. રામ લક્ષ્મણના જોડા. નર નાર જારને સતિ કીયાં જાઉ જેને બારણે; શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે. કીયા નીચને ઉંચ, કીયા રંગાનેસાજા; કીયા અભાગીને સભાગી; કીયા દુરબળને તાજા. કીયા અજાણને જાણ. કીયા પથર ને હીરા; કીયા અજા ગજરાજ, કીયા વેરીને વીરા. જુઠા બોલા શાચા કીયા નીચ બુધી કરે નેટને; શામળ કહે માન ગમાવીયા, પ્રપંચ પાપી પેટને. કઇ લાછને અલછ, કઇ રંજીતને રંગા; કઇ રૂપડીગુણરત્ન, મઇગતી કઈગંગા; કઇ મરગ નેણી નાર, કઇ વળી આંખે કાણું; કઇ દાસી દેખાવે,રોઝવાળી કઇ રાણી. જે લપોડશાખ લેખ વિના, દક્ષગુણ ત વળી કહ્યા; શામળ કહે કવિ કોવિદ પણ, પેટ તણે વશ શઉ રહ્યા. પેટ કરાવે પાપ. પેટ પરદેશો કાઢે; પેટ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે. પેટ કરે પાખંડ, પેટ વાણ વાંકે દંડે; પેટ સંકટ થાય, પેટ મેહેનતમાં મંડે. સતી નારીને ગુણકા કરે, શા અવગુણ કહું શેઠના; શામળ કહે સઉ જાણજો. પ્રપંચ પાપી પેટના.

## કુસંગતી વિશે છપા

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે; કરે નીચનો સંગ સકળ સદગુણો ગમાવે. કર નીચને સગ, નીચની ભાષા ભાખે; કરે નીચનો સગ નીચની રીતી રાખે. વળી નીચ કામ નીચા કરે, નિચ કહેવાયે ઉચ્ચ જન;

હાતે કોઇ મરતાં, કોઈ ભોગ કોઇ રોગ, કોઇ તો સર્પ કરડતા કોઇ વાઘી શિકાર કે હડકવા; કોઇ મમતે લડીને મુઓ; પણ કાળ ન મુકે કોઇને શામળ કહેસ સહુ જુઓ, રાખે લખ રખવાળ લોક પીંજરમાં પેસે: અગણીત વીસ આમન. વાળીને જો કોઇ બેસે વજ્ર ગુફ ગંભીર, માંહી કોરાવી માણ્ય; ઇદ્રજાલ વિદ્યાય જુગતથી જો વળી જાણો. સાંભળો સાસુની સાંચરે; કોટી જતન કોડે કરે. જાણવતાં પણ જીવે નહીં; મોત વખત નિશ્ચે મરે, ચીરંજીવી નહી કોઇ; ગયા મનુજેવા મહીપત, ચીરંજીવી નહી કોઇ, ગયા વહી અમ ગ્નિન અહિપત; ચીરંજીવી નહી કોય. ગયા અધિકારી ઇંદરે. ચીરંજીવી નહી કોઈ, ગયા સુરજ ચંદરે. વળી ગયા રામને રાવણ, ગયા દેવને દાનવી. સતવાદી સજ્જ ક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી. કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે કોઇ ખટ માસે; કોઇ વરસ દસબાર, કોઇ પચીસ પચાસે. કોઇ સાઠ શોતેર, કોઇ પોણુંસો એંશી; જે જાયુ તે જાય, નથી રહેવાનુ બેશી. જે નામને તેનો ડર છે; ધર્મજ એવો ધારવો; કવી શામળ કહે મુખ કરે, ગંદો દેહનો ગારઓ. ઘડી પલક કે પોહોર, સાંજ સવાર કે વાહાણું; એ રૂપીક એ લાય, ન આવે સાથે નાણું. રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશોપ કહ્યા; જળ પ પેટો જેમ, એક દીન નિશ્ચય નડશે રાખી કેઇની રેહશે નહી,, દીવસ નહી નહી દેહનો;શામળ કહે કાયા કુભ છે; તો ભરૂસો શો તેહનો.

## સ્રીના ગુણવીશે છપા

રામા રત્નની ખાણ, જાણએ રંભા રૂડી; ધરે સોળ શણગાર, હાર કઠે કર ચુડી. શોભે જળ હળ એહ દેહ કોમળ સુભ સાજે; શોભા કરૂ સદન, વદન હસા રાખે રાજે. ભડભોજન કરાણ વીક્રમ, અને હરીચંદ્રની હારના; પંડીતચતુર પુરપાટવી, નરપતી નેટ સુત નારીના. જેઘરમાં ઘરનાર, દામ ઊંધારે દેશે, જેઘરમાં ઘરનાર, પીડ પીત્રી પણ લેશે; જેઘરમાં ઘરનાર, તોજ મેણુ શીર ટળશે; જેઘરમાં ઘરનાર, માન માણસમાં મળસે; ઘરનાર જેને ઘરહશે, શોભીસાહુ સરસ છસે. નારવીના નરરંક, શંકરાખે નહીકેઇ; નારવીના નર ચોર, જોરજર બેશખોઇ, નારવીના નર નીરબળ સબળ રાખેનહી સજે; નારવીના નર દીન હીનસુખ એકલ અંગે; ચતુરાવીના તો ચાલેનહી, જગતમાંહી રહેજાહરે; શામળ કહેછે શામાકરી, તજે જગતતો તાહરે બાળપણે થઇમાત, મટાડેપીડા મનની જોબનમાંહે રંગ સંગ સુખ ટાઢક તનની. સુખ દુખમાં શમભાગ, રાગરૂડે ગુણ ગાતી; ચતુરાં ચિંત હરનાર, સાર ઉરમાંમહ માતી. વળિ વ્રધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુખ ટળે; એ અંતકાળ અળગી નહી; બહુ સ્નેહ સાથે બળે. માસ અષાડો મેહ, તેહને વિશ્વ વખાણે; પાછળ પડેહુ કાળ, કોણ તે જુગતી જાણે. મોતી મોંઘે મુલ્ય, વેહ પાડતાં તુટે; કરષણ હોય કરતારહોય કરતાર, અંબર ખાતે તે ખુટે. પણ લાભ ગરબ, ઓપે તનુજ,

તી સગાં સમસ્ત પ્રીત ભારે ભ્રાતાની. પ્રીત ઘણી મોશાળ પ્રીત પણ શ્વસુર પખાની; પ્રીત ઘણી પ્રીય નારી, પ્રીત શુભ સખાની છે પિરી અનીક પ્રકારની, કહે શામળ કેડે કથી; પણ અતિ પ્રીત અંતર તણી, સપુતસમાન સરસ નથી. જેણે ચઢાવ્યાં આળ ભાળ રમતાં ગવરાવ્યાં; સ્ત્રીવધ એ પંચ પ્રજ્ઞ, હત્યાદીક પાપ કરાવ્યાં પ્રિચ સંચ કરીને વેર. જેર દઈને જર હરીયં ભ ચો ગર્ભ કઈ પાત, ઘાત કુટંબે કરીયાં. પાડયા વિછે હ નરનારીને ભંગ કરયો ઘર સુતનો, પામે પોતે તે પાપથી વિજોગ પ્યરા પુત્રનો.

મોટા લોક વિશે છપા.

મોટા કેડ છીદ્ર કાઢશે તે દંડાશે; મોટા સાથે વેર. કરે તો સોરંડાશે મોટા સાથે પ્રીત, પિડા કેઈક દીન કરશે; મોટા સાથે મગત, કીધે વણ મોતે મરશે, વળી મોટાને જે ગુણ કરે, તે આટ લુણ જશે. કદની કરી તી રાજા કને, કરશે તે દુખીયો થશે, મોટા પાસે અહકીજેતો ઘોડાં બાંધે: સગપણ મોટા સાથ, કીજે તો કાળજુ રાંધે. મોટા આવે ઘેર. સવારથને તતો તાકે. મોટાથી વેહેવાર, કરેતે આખર થાકે. જે મોટા જન સુરખના, તે સંઘે નવ બોલીએ મોટા સાથે નેહ કરે તે કારજ કુડુ, મોટા સાથે વેર કરે તો ભાગ્યજ ભુંડું. મોટા સાથે વેર થયું તો જીવજ લેશે. મોટા સાથે વેર, કરે તે કેદ રહેશે. માનીયે વાત મોટા તણી કદી નીંદા નવ કીજીયે. શામળ કહે પ્રીતી પુરણ જો પણ મોટા

થી બીજીએ કરે ચેરિ ને ચોર, એક દીન શીશ કટાવે; કરે ચેરિ ને ચોર, માન મરજાદ મટાવે. કરે ચાડી ને ચાડ, સુજશ જોતામાં જાય; નિર્ધનનો વેપાર, કદી દેવાળું થાય. જે મેટા સાથ મમત કરે, મોત વિના નિશ્ચે મરે; નિરાશા રહ્યાથી પણ નકી, કેમ અરથએકે સરે.

દેશી રાજાવિષે છપા

રાજાનો વિસવાસ, કરે વણ મોતે મરશે; રાજાનો વિશ્વાસ, કરે ધન ધારજ હરશે. રાજાનો વિસવાસ, કરે નારા નાજ રૂઠયો; રાજાનો વીસવાસ, કરે તો કાળજ ફુટયો. રાજાને મિત્રજ માનશે, કહું ડહાપણ તો શું કથી; કોઈ દાનાએ કહેલ્ છે કોઈનો, મહિપની મૈત્ર શુણ્યો નથી. રૂઠયો વિપ્ર દે શાપ રૂઠયો ચાકર કરજોડે; રૂઠયો શત્રુ દે દાવ, માન મરજાદા મોડે. રૂઠયો પડોશી પણ, બેટા સુગળી જઈ ખાય; નારી રૂઠે જો નીચ, મરે કે નીકળી જાય. રાજા રૂઠયો રિદ્ધિ હરે, જશ જરનું જોખમ કરે; તે ધરમ શરમને નવ ગણે, દુખ દેતાં દીલ નવ ડરે. કહે દીવસને રાત, રાતને દિવસ કહે છે; હાહો કહે છે સર્વે, લક્ષ સહુ લાજે લે છે, જળસ્થાને સ્થળ કહે; કહે સ્થળસ્થાને નીર, વીરને વેરી કહે, વેરીને કહે છે વીર. ચપટી મોં વજાડે બાપ જાણ, ભજીયા બોલે બાળ ફરી; કહે ખરૂં ખરૂં ખાટું નકી, કોઈ ન ત્યાં પુછે ફરી; તેડું ભલુ શત્રુનું. દામ કામે દંડાવે; તેડું ભલું કો દુષ્ટ, દશા છળ કરી છંડાવે. તેડું ભલું યમરાજ, જીવ જલદી લઈ જાય; તેડું ભલુ લેણદાર, લેણું લઈ માર

ગ થાય. શુભ તેડું તાવ તરીયા તણું, સીંકુ સરપ વી શપાનનું; શામળ કહે ભુંડુ સર્વેથી, દુખ તો તેડુ દીવાન નું. કોઇ સમે દે દ્રવ્ય, કોઇ વેળા મન મેલે; કોઇ સમે કરે કોપ, કોઇ વેળા ખુશી ખેલે; કોઇ સમે શિરપાવ, કોઇ વેળા લે લુટી; કોઇ સમે રહે રાજી; કોઇ વેળા ર- હે રૂઠી. જુદા ઘડી ઘડીમાં ગુણ ઘણા, શામળ સત્ય કહે સૂઠી; બહુ દીઠાને બહુ સાંભળ્યા, નૃપતિ મિત્ર કોના નહી,

## વાણીયા વીશે છપા.

જીવ દયા પ્રતિપાળ, આળ એકે નવ બોલે; ન્યાવટ સા વટ નેક, ધર્મની ધારણ તોળે. સદાવ્રતની સાખ લા, ખ ઠેકાણે લહીએ; પુણ્ય વાતમાં પુર, નુર કુળ સુધે કહીયે. માને છે મોટા મહીપતિ, દેશ વિદેશ કોઠાં કરે; શામળ કહે સુલતાન સમ, એમાં નવ અંતર ધરે. અધ ર્મ કે અભિમાન, ગાન કે તાન ગણે નહી; નિંદા નિ દા નિચ સ્વભાવ, ભુંડુ મુખ વેણ ભણે નહી; વણિકમાં હે ગુણ વિશ, વીસતા ન ચડે રંગે; ચોરી ચાડી જુઠ, અહ પદ ધરે ન અંગે. કદિ ગાળો કોઇક દે ઘણી; પાછી ન દીયે જાણીઆ; વળિ પુઠ ન બોલે પારકી, વ્યવહારી તેવા ગણીયા. વીશ વસા નહી વણિક, જીભે જે જુઠુ બોલે; વીશ વસા નહી વાણીક, પેટના પડદા ખોલે. વીશ વ શા નહી વાણીક, ઉતાવળીયા જે થાયે; વીશ વસા વાણી ક, વનિતાશું વેહેવાયે; વળી વીશ વસા તે વણિક ન હી, ચડયો રાવળે જાણીયો; જે સત્ય તજે શામળ ક

હે. વીશ વસ્સા નહીં વાણીયો. વાસ નહીં જ્યાં વણિક, નગર તે ઉજ્જડ કેહેવું; વાસ નહીં જ્યાં વાણીક, રાતવાસો નવ રેહેવું વાસ નહીં જ્યાં વાણીક, કસો વેપાર ન કરવો: વાસ નહીં જ્યાં વણિક, ત્હાં ભંડાર ન ભરવો. વિદ્યા વિવેક વધો નહીં, પરે નહીં જ્યાં વાણીઆ; એ અનેક અઢાર વરણ વીશે, શામળ જુગતે જાણીઆ ભોગી ભુપ સમાન, દયાળુ દાતા દાનો; વણજ વુછેરી વકીલ, મહીપતીનો મન માન્યો. નાણાવટમાં નેક, કોઇ કંદાઇ દાણીયો; દાશી દાસ દલાલ, ભલો ભંડારી ભાણીયો. ગુણસાગર દિલ ગરૂઆ ઘણો, લોણ દણ લાયક લહયે; સુવિચારી વિવેકી વાણીયો, શામળભટ કવિયે કહયો. દૃઢ હઇયાનો ધીર, નીરમાં નાણા નાખે; દિલનો દાઝયો દીઠ, તોતલી ભાષા ભાખે. ઉપજે આગળ બુદ્ધી, સમા પરમાણે સુજે; કરે લાખનો વણજ, ઘણો નાણાવિણ ઝુઝે. કોસાર કોડી કેરી કરે; ખરચ કરોડ જશ જાણીયો; છે ચારવરણમાં ચતુરનર, વિવેકિ જોતાં વાણીયો. સેવો નિરદય નિચ, સેવો વસવઇયા વાડ઼; સેવો કોઇ અકરમી, ખાત્રપાડુ કે ખાડુ; સેવે ભાંડ ભવાઇ, સેવજો જાચક જોગી; સેવો વરણ અવરણ. સેવજો ભિક્ષા ભોગી; સેવજો કાછાયા માછાચા, ડગઓ લાને ડાણીયા શામળ કહે અરથ સરે નહીં, વખાણી સેવ્યે વાણીયા.

## પરચુરણ છપા

ઇંદ્ર વારણા હોય, કોઇ ખાંત નવ ખાય; આવળ કે

રાં કુમ, તેથી સુગંધ ન પમાય. આકળ દીસે નીર, તર
ષા તેથી નવ ભાગે; બગલા ઉજ્વળ હોય, હંસને કામ
ન લાગે. દેખાય કરા મોતી સમા, આભ્રણ ન એપે એ
શા; કવિ શામળ કહે સાંખી જુએ, ગણ વિણ રૂપ ક
હો કશાં. કામ ક્રોધને લેભ, મોહ માયા નવ મંડે; અ
હંકાર અભિમાન, છેક છળભેદજ છંડે. પરધનને પરના
ર, તજે પરનિંદા પ્રીતે; સત્ય સાચ સબંધ, રજો ગુણ
રાખે રીતે. દે દાન માન સનમાન શુભ, પરમારથમાં
તે કરે; જો ગ્રહસ્થમાં ગુણ એટલા, તો ઇકોતેર ઉદ્ધરે.
છાનું ન રહે ખુન, છાની ન રહે ગુણ મત્યે. વિદ્યા છા
ની ન રહે. રહે નહી છાની પ્રીતી; છાનો નરહે શુર, ર
હે નહી છાની રિતી. દાતા જુઝાર જ્ઞાની ગુણી, વ્યસન
વાદ વિદ્યા વિધી; વળિ દાન માન સનમાન શુભ, છા
નો ન રહે સિદ્ધિ રિદ્ધી. છાની ન રહે છેક, રીત ભુ
ડી કે રૂડી; ઘરમાં કરિયે ગુહ્ય, દેશમાં વજે ફુડી છા
નો ન રહે પુરૂષ, શુર કાયરકે દાતા; છાનુ ન રહે છિ
દ્ર, પ્રાત ભગનોકે માતા. વળી વિદ્યા છાની રહે નહી,
લીલા લેહેર લક્ષ્મી તણી; કહી છાનુ પાપ રહે નહીં,
બેદી ઘણા પ્રથી ભણી.

પ્રશ્ન ૯૫.

કોણ પ્રથીથી મેંઢ; કોણ અણુથી પણ નાનો; કો
ણ પવનથી પહેલ, કોણ દેવોથી દાનો. કોણ વિધુથીવિ
મળ, કોણ અગનીથી તાતો; પયથી ઉજ્વળ કોણ, કોણ
મદીરાથી માતો. વળી કવણ તેજ તરણી થકી, કોણ

સરકરાથી ગળી; કવિ શામળ કહે ઉતર કહો, પુરણપો ચ મન રળી. કવણ તરણથી તુછ, કવણ માણાંથી છે મોંઘો સ્વર્ણથી શોભે કવણ કવણ કુશકાથી સોંઘો. કવણ બાસથી બેહેક; કવણ બાળકથી બાળો. વળી કવણ વીંછથી વેદના, કવણ સરવથી છે ગળી; શામળ મેલું શું મેશથી, કહો તો પહોચે મન રળી.

ઉતર છપા

માહુથી મોટો દાની. અણુથી લોભી નાનો; પવનથી પેહેલુ મન, વિવેક વીબુધથી દાનો. ચંદ્રથિ નીમળ ક્ષમા, ક્રોધ અગનીથી તાતો; દુધથી ઉજવળ સુજશ, અમલ મદિરાથી માતો. છે તેજ તરર્ણથી નેત્રનું ગરજજ સાકરથી ગળી; કવી શામળ કહે ઉત્તર કહ્યે, પહોંચી તેની મન રળી. જાચક તૃણથી તુચ્છ, મણીથી સદગુણ મોંઘો સ્વર્ણથી શોભે સપુત, ગરીબ કેશકાથી શોંઘે; કીર્તી બરાસથી બેહેક, કપુત કાજળથી કાળો; સુમ લોહોથી કઠણ અજ્ઞ બાળકથી બાળો; દુર વચન વીંછીથી વેદના, મિરટ બાણી સર્પથી ગળી; છે કલંક મેલું શામેથી, પહોચી તેની મન રળી. પરહર મન વીણ મેળ, હેત વીણ પરઘર જાવું; પરહર બાળશું બ્યાસ, આહવીણ પરહર આહવુ પરહર વડાશું વેર, મિત્ર પરહર જે ઘાતી; પરહર લંપટ ગુરૂ, દુરટની પરહર જાતી. પરહર જે મીઠો લાલચી, પરહર લાંચ લે પાંચમાં; શામળ કહે પરહર પ્રેમદા, અન્ય પુરૂશની આંચમાં બળ પરાણે પ્રીત, બળ નિર્ધનનુ જીવ્યું; બાળ કુબુદ્ધી બુધ, બાળ ખારૂ જળ પીવું

બાળ સુમની શેવ, બાળ કપટી ઘર નાણું બ ળ ચુગ લીની ચાલ, બાળ બકરી દુઝણું. વળી બાળજ વસવુ સાસરે, બાળ બનેવી ઘર જવું; શામળ કહે બુધ્ધિ બાળ જે, દરીદ્ર થઇ ડાહ્યા થવું. બાળ મુરખાશુ મેળ, બાળ જે પાપે રળવુ; બાળ નિરલજ વેપાર, બાળ આગુમળને મળવુ. બાળ ગુણ વિન રૂપ, બાળ વગડામાં વસવું. બાળ બહુ બકવાદ, બાળ હરદમ જે હસવું. વળી બાળ ઉપાસન ભુતનુ. બાળ વિદ્યા વિણ નામને; વળી બાળદ દાતાર વિણ, બાળ વસ્ત્રવિણ ગામને. બાળ વસવુમો સાળ, બાળ સ્ત્રીતણ સુખ ઘરનું; બાળ બનેવી ઘેર. વ સીને ભરણ ઉદરનું. બાળ દીકરીના દામ, બાળ શ ત્રુ ઘર સરણે; બાળ કુંડળા કાન; કથા ન શુણી કદિ ક રણે. બાળો પરવશ પેટારથી, આદર વિણ ઉદર ભરે; શ ામળ રહે બકુના બાળજે, સપુત વસે સમરા ઘરે. બાળમા ગેની ભીખ, બાળ કાશદીયુ કરવું; બાળ ચોરીનુ ચીત, પા રકુ ધન જે હરવુ બાળ વૈતરૂં વેઠ, ભાર લેવો નિરધા શીશે; બાળ પુરૂષ પરવશ, દીનતા નીશ દિન દીશે. વ ળી બાળ પંથ જે પાપનો, બાળ એકલ સુરા થવું; શા મળ તે બાળજે, વિદેશ જન્માગે જવુ. ધિક શુરાતુરા અ: જો કદી કાયર કહાવે; ધિક ગુણીજનના ગુણ, ન ગુણના ગુણ જો ગાવે. ધીક જાચક જગમાંહી, કૃપાણ આગળ કર જોડે; ધિક કવિતા કવિકેરી, કૃપણના જશ જો જોડે, ધિક્કાર પવિત્ર સુપાત્રને, કુપાત્રશું રંજીત રહે; શામળ ધીક વિદ્યા ચાતુરી, અરથ કાજ શઠગુણ ગ્રહે. ૭૩

મની ભુંડી ભેગ, ભોગ ઘેલુ ઘર સુતર; પાળક ક્યાણેભો ગ, ભોગ જે પુત્ર કપુતર. ભોગ દેહમાં રોગ, ભોગ જેપા પે રળવું; વાહ્ના વિજોગ ભોગ, ભોગ શત્રુસાતે મરવું. મહ્યા ભોગ પ્રેમ પરનારીશું, ભોગ જગત મુરખપણું; ગ હ્યાભોગ ભક્તી ભાવે નહી, ભોગ એટલાંને ભાગ્યું મુઓ. મુરખને જાણ, મુઓ જે નારી કુનારી; મુઓ દેહ ક્ષય રોગ, મુઓ જે રણ શિર ભારી. મુઓ ચડેલ કલંક, મુઓ અપજશ લે આપે; મુઓ ખોર કરનાર, મુઓ જે રળવુ પાપે. જન મુઓ જેહ પરવશ પડયો, મુઓ જે વનિતા વશ હવે; કવિ શામળભટ સાચુ ભણે, માન હીણ માણસ મુઓ. જીવ્યો જશ લેનાર, જીવ્યો પર મારથ પુરો; જીવ્યો દાતા દેહ, જીવ્યો જે સામદ શુરો. જીવ્યો ભાવિક ભક્ત, જીવ્યો જે જગતે જાણો; જી વ્યો કીરતીવંત, જીવ્યો કવીયેજ વખાણ્યો. જીવ્યો જ ન તેતો જાણજો, જેની આશ સહુકો કરે; શામળ કહે જીવ્યો તેહ જન, જે સંકટ પરનાં હરે.

## જીવતાંને સઘળું મળે.

વાંઝણી પ્રસવે પુત્ર, મુરખ પણ કવિજન થાયે; ની ર ભરાય નવાણ, રંક શિર છત્ર ધરાયે. વળે કોઇ દી ન વેર, ઝેર વળી જાય જરૂરી; ગુણકા જેવી ગમાર, સ તી તે થાયજ સુરી. એ રીતે અનેક થયા હશે, શાસ્ત્ર શાખ દેછે સહી; શામળ કહે ઝાઝુ શુ કહુ, જીવ ગયો આ વે નહી: જીવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી; જી વતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી; જીવતો માંડેજ

ગન, સુકીરતી જાતી સારે; જાતો પહેરે નગ, જાત તો ભાગ્યા લાહે. વહાલાના હોય વિજોગીયા, તે સંજોગી થાય છે; પણ મુઆ કોઇ દેખે નહી, શામળભટ ગુણ ગાય છે,

## સુખ દુઃખ વિષે

દુખે જાય સદબુદ્ધી, દુખે આણતર નવ આવે; દુખે ડહાપણ દુર, દુઃખ કુડ કપટ કરાવે. દુખે દેહમાં રોગ, તેજ તનનુ તો નાસે; દુખમાં ઝીણા લેહેર, પલક ન આવે પાસે; દુખ દાવનળમાં ડુબીયા, જરીએ શાંતી નવ જડે; હસવું નવ આવે હેતથી, દુખ મુખમાંથી કયમ પડે. સુખે સાંભળે સર્વ, વ્યસન બહુ વિધીના બુઝે; રમવુ હાસ્ય વિલાસ, સ્નેહથી જુગતી સુજે; ભાંડ ભાઇના ભાવ, જાન જોણુને જાતર; ખટરસ ભોજન ખેલ, મહાસુખ મહીમા માતર. દુખ દાવાનળમાં જેપડ્યો, સુખ સરવે એનુ ગયુ; હસવુ કયમ આવે હેતથી, પાંજર બળી પ્રલે થયુ.

દીકરી કેડે દામ, ખરચી જોબનમાં રાંડે; જન્મ કુંવારા જાય, પછી ઘડપણ ઘર માંડે ગુફે તિરમાં નાણ બને એનુ કે બુડે. ધણિ પકવે બહુ ધાન, આવિ ગાઃ ગોતર ગુડે- મનના મનસુબા મન રેહે, વિશ્વ સુ વાયે જાય છે; મન મમત ઘણા મુરખ કરે; કરતાનુ કર્યુ થાય છે; જે બેસે ગજ શીશ, ચરણ આપવાણે ચાલે; ન જુવે તડકો ટાઢ, ફરે હાવાનના ઝાળે; જે ઘર લાખ કરોડ, વ્યાજ ભરતા તે દીઠા; સુતા પુષ્પની શેજ, કાસંદા

ફરે વરીઠા. છે એવી અકળ ગતી દઇવની, સુખ ત્યાં દુ ખ આવી અડે. શામળ કહે રૂધણાં માનવી, શાંખે દુ ખ જે શિર અડે.

## હીમત વિશે છપા

હીમત મુકે હાણ્ય. હીમત મુકે તન ધ્રુજે; હીમત તજે છવ જાય, સરસ રસ્તો નવ સુજે. હીમત મુકે હમેશ જરૂર જરને જશ જાય; હીમત મુકે દામ, લેણના દેણાન થાય. હીમત મુક્યાથી હારીએ, બાડકી વેણ ન ભખી એ; કવી શામળ કહેછે સર્વેદા રૂદયે હીમત રાખીએ.

## છપા

દાતા કોઇક દેશ, કૃપણ જગમા બહુ જાહેર; શુરા કો ઇ સમશેર, કોટીશ્વા કુડા કાયર, પુણ્યનો કયાઇ પ્રવેશ.પા પાપીનાં પુર વહેછે; સતવાદી સતી કોઇ, કલંકી કરોડર હેછે હરમે હરમે હીરા નહી, પુરપુર પૈઠા પાણ્યછે; જા ણો વીરલાં જશવંત નરઅસખ્ય પુરૂસ અજાણ્યછે. શો રી શેરી બહુ શ્વાન, સિંહ સાંભળીએ કાને; સપુત સ હુસ્ત્રે એક, કપુત કોટી અનુમાને. સદવિધ્યા કયાંઇ શો ખ, અવિધ્યા અતી આડંબર; ધાતુ વાદી કો ધાર, ધુત જાઠા જગ ઝમર. કવીજન સાચો તો કોઇ છે, મુરખ કવી સહુ માણતા; શામળ કહે બહુ લોક રવાથી, પ રમાર્થ કો જાણતા. બહુ બાંધે હથિઆર, તાણવા વેળા ત્રાસે; બોલે બોલ અંતોળ, નાણુ ખરચ્યાથી નાસે. ખા ય પીયે જન ખુબ, હોય ખવરાવે ખાંપાણ; સત્ય કોઇ સાહુકાર, ઓળવે આપી આપાણ. બકવા કરી બોલ બ

કે બહુ, પામે કોઇક પુરપતિ; તુર રામે નરપતી નામ નુ, રૂડી કરમની જે રતી.

## સારા નરના સ્વભાવ વીષે છપા

કેસર ક્યારા માંહી, બગાસ કસ્તુરી મેહેકે; પાછળ કનક ની પાળ, લસણ મોતી લેહેકે. ગંગા ગોમતી નીર, ઝ વેર જડીત જ ઝારી; શોભ ધરી શણગાર, સિંચે નરપ તીની નારી; એવી રીતે કદા ઉગીયો, લસણ છોડ ગંગા તટે, બદબોઇ ઉઠે પણ બહુ ઘણી; શામળ સ્વભાવન વ મટે. જગ તરવાને તુંબ, અગ્ન એલવવા નિર; સુ ખનું ઔષડ અન, બાળીનુ ઔષડ ક્ષીર; તાવ ઔષડ ઉપવાસ, ગુમડે દામન દવા; વિખ તો વશીકરણ: સ મસ્ત પ્રકારે શવા. ઔષડ છે એક એકના, કેડે કેડે ક હુ શુકથી; ભુંડા કે રૂડા સ્વભાવનુ, શામળકહે ઔષડ મ ળતુ નથી; કેઇ સ્વભાવે શીત, તથા કોઇક તો તાતા; કો ઇ સ્વભાવે ઉદાર, કોઇ કરપી મદ માતો. કોઇ જાર કો જુલમી, કોઇ દંભી કે કહુવે; કો પાપી પુણ્યવં ત; કોઇને વ્યસને વાહ્યો. કો હરામીને કો હેતુવે કો હમમુખો હરી ઘડયો. કેઇ વગણ વેદ ભેદ કો ભારે ભ ણીયો; કો મુરખ મારેપત્ય, કોઇ જ્ઞાનીમાં ગણીયો. કો ઇ કરે બહુપુણ્ય, કોઇ કહેવાણા પાપી; કોઇ સમજ્યા નહિ સત્ય, કેઇ જપમાળા જાપી, કો સુખદાતા સંસાર ને કેઇ નીચ સહુને નડયો; શામળ સ્વભાવ પલટાં નહિ, પ્રથમ પડયો તેતો પડયો.

## હજામવીશે છપા

વાળંદને ઉર વાત, રહે નહિ છાની છપની; વાળંદ ને ઉર વાત, રહે નહિ ખોટી ખપની. અઢાર વરણે એ હ, અતીશે જાતજ એછી; ન ગણે પુણ્ય કે પાપ, તે ની મતી છે છી. શીખામણ દઉછુ સર્વને, રશ વાગશેકુ ડીયો; જો વાળંદ આગળ વાતતા, કહી રૂડીકે ભુડીયો.

## ભાટ વીશે છપા

કરે જમાની કોઈ, દશોદી કોઇ કહાવે; કોઇ વગાવે હાટ, કોઇ કીરતી ગુણ ગાવે, કો પીંગળના પાઠી, કો ઇ મીઠાશે મેહલી; કો પસાગતાં ખાય, કરે નહિ શોભા કાની. સનમાન મજેતો શાહેબી, અપમાને હીમમાં ઠરે; કવિ શામળભાટ કોડે કહે, ભાટ ભલી મોજો કરે.

## કોળી વીશે છપા

કોકીલ તો દાતાર, સ્વભાવે કોકીલ સગરો; કોળી વણા મણ વાટ, ન હોય કોકીલ નગરો. કોકીલ કોકીલમાંહી, કહો નહિ થાયે કુડો; જઇ ચોરે પર રાજ્ય, કાજ્યમાંતો રહે રૂડો. ભેદ ભુપતિ ભંડારને, શરણાગત સોઠા સહી; શામળ જાતી કેકીલાતણી, હિંડી વસ્તુ મેલે નહીં,

## સોની વીશે છપા

ચાહુન કોળી ચોર, લહે તે ખાતર પાડી; ચુગલ લો ક પણ ચોર, લહે તે કરિને ચાડી. વણિક જાત પ ણ ચોર, લહે ખેતર માંડીને. એ ૧ કસબ ચોર કઇ દીઠ ઠા, એતો અપરમપાર છે; પણ દહાડે ચોરે દેખતાં, સ હુ ચોર સોનાર છે.

ચોપાઇ.

શોની કેરા એજ સ્વભાવ, ન ચોરાયનો આવે તાવ; ન ચોરાય ઉપજે ચિતભ્રમ, શોની કેરા કુળનો ધર્મ. ત સ્કર ના બીજા છે ઘોર, કોળીથી એ ચોગણો ચોર; શો ની સાચો તેનુ નામ, કરે ઘણુ તસ્કરનું કામ. ન ગણે બ્રાહ્મણ ને ગણે ભાટ; ન ગણે માત ભગનીની ખાટ; ન ગણે ધરમ ગણે નહી કરમ; નહિ શોનીને શરમ. સોનનુ સુનું કરિ દિયો, ત્યારે તેનુ લુટી લીયે; પ્રથમતો સોનુ હરે, વળતો સુએ કે પુણ્ય કરે. પવિત્ર જાત ક રે બહુ પુણ્ય, લેતાં નિમિષ ન રાખે ન્યુન.

દોહરા,

નિંદાથી નરતું ઘણું, શું કહું વારંવાર; જગમાં શો ની જાણવો, સહિ તસ્કર સરદર. મીઠુ બોલે તુષ્ય થ કો, પેર પેર કરી પ્રીત; વિધ વિધની વાતો કરી હરે સરવનુ ચીત.

શપુત. કપુત વિશે છપા

સપુત નામ સરદાર, કોઇ ઉપર નવ કોપે; સપુત ના મ સરદાર, પિતાનુ વચન ન લોપે. સપુત નામ સરદા ર, બાપનુ કુળ ઉદ્ધરે; સપુત નામ સરદાર, હોય સામ રથ પણ હારે. વળિ સપુત નામ સરદારને, કુટંબનુ પોષ ણ કરે; શામળ કહે સપુત સલક્ષણા, માત પિતાજેનાં ઠરે.

કપુત કહીયે તેહ, બહુ પરિયાને બોળે; કપુત કહિયે તેહ, ધર્મ બ્રાહ્મણ નવ તોળે. કપુત કહિયે તેહ, રાંડ જ પતી તાકત જાત. તાત જાણું સઇ તેનો. નામ એક

નને રંજાડે; કપુત કહિયે તેહુ, મત્રન ઝાઝાં ભંજાડે. એ
વા તો કપુત અનેક છે. અહુંકાર ઘર આપને; શામ
ળ કહે સહુથી કપુત જે. બોલ ઉથાપે બાપનો.

સુન્દરીવિષે છપ્પો

ગાંડા પણ ગુણવંત કદી મેટમ નવ માણે નહિ ટે
ક તરતીવ અડંપદ મન નવ આણે વાંકા ચુકા ન થાય
બેસ નવ વાંકા બેસે પોતે થાય ન મેક પરી પક્કા
ના બેસે પણ વીર હાક વાજે જહુંં; ત્યાં વીરજ મન
મા ધરે; પણ જ્યમ ગોસ ચોખા છડે, વેરી ઉપર ક
ર વાવરે.

કવી શામળભટની શમશામ્યા

નવ અહુમાંહી નામ, કામ કાશદનું કરતો; પુરણ જશ
પરતાપ, તાપની હરકત હરતો. ભાગ્યશાળીને ભોગ્ય,
રોગ દુઃખ દાજે દેહે; સારગ નામ સરાદર, સારગપર
બાહન સનેહ, તેને જે નામે છે, તે આવ્યાથી દુઃખ જશે;
એ શીઘ્ર સ્વામીજી લાવજો. તો વળતાં સુખ થશે,

ચાંદલો

કણ રૂડા કહેવાય, જમે નહીજન પણ કોઇ; મરદ વધા
રે માન, માનની રહે મન મોહી, સાર ગણે સસરા ભુ
પ પણ ગણે ભલાઇ; અતીશે ઉજવળ અંગ, સંગ શો
ભીત સદાઇ, જે જ્ઞાકાર ગુણવંત છે, પ્રસન્ન મન પુરાણ
કરે; જો સ્વામી શીઘર તે લાવશો, શામળ કહે સોળેસરે.

મોતી

નાર મળી દશ વીશ; પુરૂષ પરઠાણ્યા જેનો; સુર

નર રેય, આવરદા એનો સરખો; વસે વેગલે વાસ. પ
ડીને પુરે પરખ્યો, તે તાલેવન નરુણી તણો, હસ્તક રૂડો
નર હશે; પંડયાજી પેહેલો લાવજો, ત્યારપછી સોળે થશે

### ચુડો

સપુત તણુ છે નામ, સભામાં શોભે સેહેલો; રજની
કેરૂ રૂપ, પુજન શીર કરતાં પેહેલો; નોક કરે નરનાર
દેહ શુભ આપેદાખે; તસ્કરને મન તાપ, ભલા જન
તો શુભ ભાખે. તે નરના તનથી નીપજે, કરૂપ કહેછે
કામની; શામળ કહે સ્વામી લાવશો, તો ભજશે શુભ
ભામની.

### દીવાનું કાજળ તથા મેશ

સાઠ નારીએ નાર, નાર અઠે નર જાણું; આઠ નરે
નર હોય; પુરૂશ જે ત્રીશ પ્રમાણુ બાર નરે નર નામ
ભાગ ત્રીજો લે તેનો; અલ્પ મધ્યને આધ, અમલ જો
શાવર જેનો હરઘડિ તેને હરનાર છે, દુઃખ ટાળે જે
દેહનું; વળી જે માટે કઉરવ હણ્યા, તરત કામ છે તેહનું

### ચીર

કાયા કશ્ય સ્વરૂપ, સુઘડ પાણ સારો સઉથી; ભોગી
નરને નામ, રિઝે તે એહેક બહુથી; પાંખંડાયે પરવેશ
કરે અંતરીક્ષથી આપે; પંખી ગુણ ગણાય, પાપ ખ
ટની છે છાપે. એ નર જેને અટકે નહી, ભાવ ધરીને
જે ભજે; તે લાવ કંથ લેખવિના, તો સુંદીર સોળેસજે

### અશાના ફુલ.

ત્રણ અક્ષર તરતીબ, તેર ગુણ શોભા સારી; રાજ

દ્વાર સનમાન, માન દે નરને નારી; નપુશક છે નિજ નામ, પુરૂશ બે શોભે સંગે; કામ વધારણ કાય, રંજીત તે સહુને રંગે. ફળ ફુલ વિના છે ફુટડુ, કંથલાવ કહે કામની; તો શામળ કહે સોળે સજે, જોખ કરતાં જામની.

## તાંબુલ

સરસ સરોવર એક, ભર્યું છે નિરમળ નીરે; પિયે નહી કોઇ પંથી. હંસ નવ બેસે તીરે; તે સર સમીપે જાય, બુડે જન જોતાં ઝાઝા. દુઃખ ન પામે દેહ, રહે તરતોબે તાજા; કવિ શામળ કહે છે કારમુ, હોંશી જનને હિત હશે. સ્વામી લાવો સોહામણું, તો સોળે પુરાથશે.

## દરપણ

ચંદ્ર બિંબ આકાર, નામ બે અક્ષર નારી; સ્ત્રી શ્રુંગાર શોભીત, બહુ ગુણની બલીહારી; મુખ મંડન મહરૂપ, અનુપમ દીશે દેહે; તેથી શોભે નારકાન સુગુણી નર નેહે; લક્ષ્મી ખરચ્યા તે લાવજો, એ વણ અરધું દીસસે, શામળ કહે શામા જો સજે, તેથી હઇડું હીસશે.

## કાનની ઝાલ.

ચાર પુરૂષ પરમાણ, નહે પરણ્યાબે નારી; તેને બે નપુશક તન. વપુએ જુઓ વિચારી; એ અઠેનો ડાઠ પુરૂપ પરમાણો એક, નારે વિંધ્યો નર દેહ, સુખે નીહાળો નેહ; તે લાવ કંથ કોડામણા, સ્થિર સ્થાવર નિશ્ચે થોબશે. કવી શામળભટ સાચુ કહે, સોળ સજ્યાતે

શોભશે.

પસંગ.

બાગા અક્ષર બેજ, નાર નીચીને નાની; નહિ ક રપ૬ નહિ નેન, સરવકોને મન માની. નારી સથે ન હ. રહે નારિને સંગે; ઉદર એકને અર્ભ, રાચે સઉ તેન રંગે. તે નાગે નારાને ગળે, તો દશ રૂડી દીપશે; શુંમા ર શોળીનાં શોભશે, તો જશ તારો છાજશે.

## વીંટીહીરા શુબાં.

સરોવર સુંદર સાર, નઉામે નીર ભરયુ છે; નદીઆ રો નહી પાળી, સ્થીર પાણુ કામ કરયુ છે. વનસ્પતિ સ્થિ ર વેશ વિના પગ અગ ચરેછે; વીના ધનુષ ને બાણ,તિ ના કર ચેટ કરેછે. તે મારનાર નથી દીસતો, અગ તે તેને મારી મરે; તે લાવ્ય કંથ કહે કામનો, દખી મ ન મારૂ ઠરે.

## દીવો પવનથી ઓલવાય છે, તે.

કાળી નાર કુરૂપ અનુપમ એપે ઝઝી; મોંઘ મેઘે મુ હ, ત્રણે પખ તેની તાછ. નરથી ઉપછી નાર, અંગ માં એ તો નરખી; મહીપ સભાગાં માંન, પવિત્ર પંડીતે પરખી. છની રાખી જો છગ કરી, પ્રસિદ્ધ પોતે થાયછે સામળ કહે સ્વામી લાવજો, એ રાયા શીર રાયછે.

કસ્તુરી

---

## સમાસ